ॐ

अहिंसापरमोधर्मः ।

सत्य मेव जयते ।

# ભજનમાળા



છપાવી પ્રસિદ્ધ કર્તા:

**સૌ. કલીન્દાગૌરી મહેતા**

બાલાજી રોડ—સુરત.



કીંમત અમુલ્ય

# ભજનમાળા

। શ્રી બાલાજી પ્રસન્નોસ્તુ ।



(૧)

(ગણપતી)

વિઘ્નેશ્વરાય, વરદાય, સુરપ્રિયાય,
લંબોદરાય, સકલાય જગદ્ધિતાય;
નાગાનુનાય શ્રુતિ યજ્ઞ, વિભૂષિતાય,
ગૌરી સુતાય ગણુનાથ, નમો નમસ્તે.—૧

(૨)

(સરસ્વતીની સ્તુતી)

યા કુંન્દેન્દુ તુષારહાર ધવલા, યા શુભ્રવસ્ત્રા વૃતા,
યા વીણા વર દંડ મંડિત કરા, યા શ્વેત પદ્માસના;
યા બ્રહ્મા ચ્યુત શંકર પ્રભૂતિભિ, દેવૈઃ સદા વંદિતા,
સામામ પાતુ સરસ્વતી ભગવતી, નિઃશેષ જાડયાપહા.

( ૩ )

## (ધનાશ્રી) મહાદેવની સ્તુતી

ગહનગતી છે તમારી હો શિવજી ગહનગતી છે તમારી,
નંદી તે ઉપર નાથ બિરાજે, ગનનન ઘંટા વાજે.—હો શિવજી
ભાગીરથીના કુળને ઓદ્ધાર્યું; ગંગામુગટ બીચ ધારી.—હો શિવજી
પ્રલય થાતી રાખીરે પૃથ્વી, ગંગામુગટ પર ધારી.—હો શિવજી
દેવ સર્વના દુઃખ નિવારી, માર્યો ત્રીપુરાસુર કુત મારી.—હો શિવજી
ગહનગતી છે તમારી, હો શિવજી ગહનગતી છે તમારી

( ૪ )

## માતાની સ્તુતી

( શાર્દૂલવિક્રિડીત )

શ્રી અંબે મમ માવડી નમુ તને બ્રહ્માણી રૂપે ખરે,
મમ માયા મંદાકીની, સ્તવું તને સુભજ્ઞાન આપો મને.
તત્વે આ તુજ દાસીને કર દયા, સિંહેશ્વરી તું બની,
નીંદીને સહુ ક્રુર રાક્ષસ હણ્યા, સંકષ્ટ નિવારીણી.
કરણી કારણુ જગ વિષે રત્નો સમા જે દીશે,
પુરષોતમ નવ પારખી શકે હસ્તી મુખી જે દીશે.
હસ્તે ખડગ ત્રીશુળ ખપ્પર ધરી થઈ તુંજ સૌ હારીણી,
મૈષાસુર હણી વળી મદ પીધો કીધું સુરાપાનરે.
દેવી તું શ્રીમતી મહામતી ભગવતી સુરા કીધા કામરે,
દાસીની ભીડ ભાંગી લાગી લગની રે'જે જનેતા હવે.

દેવી દીનદયાળ વારે ચડજે તું આ સમે માહરી,
પાયે હું પડું તાહરે નથી મને શેવાયીની કામીની.
મારે કો નથી અન્ય આશ્રય અહીં સાચો સ્નેહ તાહરો,
સર્વ વ્યાપી દયાનિધી નીધીરૂપી શ્રીમાતા તણો આસરો.
હે અંબે મુજ ભક્તિ સાચી નીરખી પ્રીતે મને પાળજે,
વિનંતિ માહરી ઉર ધારી, વિઘ્નો સહુ ટાળજે.

## ભજન ( ૫ )

જય નંદકુંવર વૃજલાલારે, ગીરધારી રાધે શ્યામ,
વૃજવાસીને અતી વહાલારે, ગીરધારી રાધે શ્યામ—જય૦
છો રાધારમણ રૂપાળા, કંઠે વૈજયન્તી માળા,
પત રાખો પારથ સાળારે, ગીરધારી રાધે શ્યામ—જય૦
કમળા વર કુંજ વિહાર, કર ધારી બંસી પ્યારી,
જય રાધા વર બલિહારીરે, ગીરધારી રાધે શ્યામ—જય૦
ગીરી ગોવરધન કરધારી, દીધો ઈન્દ્રનો ગર્વ ઉતારી,
લીલા અજબ વિસ્તારીરે, ગીરધારી રાધે શ્યામ—જય૦
અનેક અસુર સંહારી, માસી પુતનાને મારી,
પ્રભુ ગોકુળમાં ગૌચારીરે, ગીરધારી રાધે શ્યામ—જય૦
બંસી અધરપર ધારી, ફણીધર પર કીધી સ્વારી,
પ્રભુ સુંદર શ્યામ મોરારીરે, ગીરધારી રાધે શ્યામ—જય૦
નવધા ભક્તિ ઉર સ્થાપો, ગુનાહની માફી આપો,
વાલમજી સંકટ કાપોરે, ગીરધારી રાધે શ્યામ.
બાલમજી સંકટ કાપોરે, ગીરધારી રાધે શ્યામ—જય૦

## ભજન ( ૬ )

શ્રીવર કુંજ વિહારી કા'ન, શ્રીવર કુંજ વિહારી,
યદુરે કુળમાં જન્મ લઈને, આહીર થઈ ઉછર્યા.
પ્રેમલીલાથી વૃજ વશ થઇને,(૨) અનેક અસુર સંહાર્યા–કહાન શ્રી૦

બારમે વરસે મથુરા આવી, મામા કંસને માર્યો.
નૌતમ લીલા આપ કરંતા, (૨) માયા અજબ વિસ્તારી–કહાન શ્રી૦

ટચલી આંગળીએ ગોવરધન તોળ્યો, .... .... ....
સોળશે સહસ્ર ગોપી સંઘે રાસ રમ્યા ગીરધારી–કહાન શ્રી૦

## ભજન ( ૭ )

ૐ શ્રીકૃપાળુ કૃષ્ણુ કરતા હરતા કહાના.
પાલક શક્તિવાળા કંસના ભાણુા,
બાલક શક્તિવાળા કંસના ભાણુા.—ૐ

પંચાળીના પૂર્યાં ચીર પ્રલ્હાદને પ્રેરી ધીર, (૨)
મીરાંનો વિષનો પ્યાલો કીધો અમૃત શાણુા—ૐ

નરસૈંયાને નીરભય રાખ્યો પાપી હીરણ્યાકશ્યપ માર્યો. (૨)
ગૌપાલક ગોકુળવાસી મોરલીધારી લાલા—ૐ

કીડીને કણુ હાથીને મણુ કૃષ્ણુ કરો છો સહુનું પોષણુ, (૨)
દાસ ગીરધર કહે પ્રભુ અમ તમ આગળ નાના—ૐ

## ભજન (૮)

### ગઝલ

પ્રભુ તું પુણ્ય છે પ્યારો, નમે છે દાસ આ તારો.
ઉભય કર આ સમે જોડી, કરૂં છું પ્રાર્થના થોડી,
શરૂ કામે સમરતા જો, સદા તું સહાય કરતા જો-પ્રભુ૦
કરજે તું મતી સારી, વિશેષે વિનંતી મારી,
અરજી ઉર ધરજેરે, સદા તું સહાય કરજેરે.-પ્રભુ૦

## ભજન (૯)

નમું નમું પ્રભુ પદે, સદા નમું નમું
દયાનિધાન દેવ ધ્યાનમાં સદા રમું—૧
અનંત તું અખંડ તું, અનાદિ ઈશ તું
કણેકણે રમી રહેલ, એ અધિશ તું—૨
થયું બધું તુંથી રહ્યું બધું તુંથી પ્રભુ
સમી જશે બધું તું મા બધે પ્રભૂ તું તું—૩
સૃજાવનાર નાથ તું ઉગારનાર તું
સમાવનાર તે ય તું બધે ય તું તું—૪
ન વાણી પોંહચતી મને, ન પોંહચતી તુને
અજાણ દાસી શું કથું, સુબુદ્ધિ દે મને—૫

## ભજન (૧૦)

નમી નમી નિત્ય જગાધિ નાથને
નમી નમી સત્ય પ્રભુ અજા તને
નમી પરા ભક્તિથી ધ્યાન હું ધરૂં
પદાર વિંદે અભિવંદના કરૂં—૧

અતર્ક શક્તિ, પ્રભુ કોણ પામશે
વિચારના વેગ બધા વિરામશે
તમે મને નાથ પ્રસન્ન રે'જો
સુબુદ્ધિનું જ્ઞાન સદૈવ દેજો—૨

વિના પ્રભુ કો નથી અન્ય તારતું
વિના પ્રભુ કો નથી પાપ હારતું
તમે હરો સર્વ વિપદ્ આપદા
તમે કરો રક્ષણ મારૂં સર્વદા—૩

તમેજ મારા પ્રભુ માત તાત છો
તમેજ મારા પ્રભુ સહુ મિત્ર ભ્રાત છો
વિનતી સર્વે ચીતમાં તમે ધરો
દયા કરી પાપ સમસ્ત સંહરો—૪

## ભજન (૧૧)

આદી તે અલબેલી, ઘરમાં ફરૂં છું ઘેલી
માહારાજ ગયા મેલી, ગમતી નથી હવેલી
સુરજીએ ન સાખી, જોબનીયામાં ઝાંખી
માહારાજ ગયા નાખી, નોધારી મને રાખી—૧

વાહાલાજીની વાહાલી, મારી બાંહેરી ન ઝાલી
કહાન મોરલી વગાડી, મને રાસ ના રમાડી
ગોવિંદ ગીરીવર ધારી, મારી ચુંદડી સાને તાણી
ગોકુળીઆના વાસી, મથુરા ગયા નાસી—૨

સોળ હજાર ગોપી મારે વહાલે રોતી મૂકી
ખટઘડીની રાત કીધી, ગોપીને સાથ લીધી
પ્રભુનંદ લાલા, લાગો છો મને વહાલા
મહારાજ મીઠા મેવા, હું કરૂં તમારી સેવા—૩ આદી તે૦

(૧૨)

## આરતી

જયદેવ જયદેવ જય કમળા સ્વામી, પ્રભુ જય કમળા સ્વામી
પ્રણવું તુજને શીશ નામી—જયદેવ-જય કમળા સ્વામી. ૧
સુંદર રૂપ સ્વરૂપ, પ્રભુ મુજને પ્યારૂં. (૨)
દર્શન કરવા નિત્યે, મન દોડે મ્હારૂં—જયદેવ જય૦ ૨
સર્વ શક્તિ સર્વેશ દશ દીશ રહી જામી. (૨)
જગદામી જાય વામી જરી રહી નહિ ખામી—જયદેવ જય૦ ૩
અધમોદ્ધારણ કારણ નિષ કામી. (૨)
ખલદામી બહુ ઠાલી મતી ગતી નવ પામી—જયદેવ જય૦ ૪
આકળી કાળે આપ છો પ્રત્યક્ષ સદા. (૨)
કઈ દીન દર્શન દેશો કઈ દીન દર્શન દેશો
કરવા સુખ મને—જયદેવ જય૦ ૫
ગરૂડાસન પર શોભે સુખરાશી. (૨)
સહાય સૌને કરવા તત્પર અવિનાશી અમને
પણ અર્પોને દેવા સુમતી—જયદેવ જય૦ ૬

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!

છપાવી પ્રસિદ્ધ કર્તા
**સૌ. કલીન્દાગૌરી સુ. મહેતા**
બાલાજી રોડ-સુરત.
સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ પ્રિન્ટિંગ પ્રેસમાં
વજેરામ માનસિંહે છાપ્યું.